

# આપઘાતમાં સમાયલા જોખમો.



"There are more things in heaven and earth, Horatio,
Than are dreamt of in your philosophy."

SHAKESPEARE.

"It is all very well for you who have probably never
seen spirit manifestations, to talk as you do, but
had you seen what I have witnessed you would
hold a different opinion."

W. M. THACKERAY.



છપાનાર

નશરવાનજી ફરામજી



# આપઘાતમાં સમાયલા જોખમો.



[આ વિષય સને ૧૮૯૨ ના ફેબ્રુઆરી મહીનાની તા૦ ૧૮મી તથા તા૦ ૨૫મીએ મુંબઇની થીઓસોફીકલ સોસાયટીના "બ્લાવાટસકી લૉજ" માં વંચાયા હતા. તે કેટલાક શ્રોતાજનોની ખાહેશથી છાપી પ્રગટ કરવામાં આવ્યોછે.]




લખનાર

**નશરવાનજી ફરામજી બીલીમોરીયા,**

તે "આત્મા તત્વ", "પારસીઓમાં નીતિનું ધોરણ", ઇ૦ નો કર્તા.

# થિઓસોફીકલ માળા.

નીચે જણાવેલાં ચોપાનીયાંઓ જો કે થિઓસોફીકલ સોસાયટીના મેમ્બરો અને શાખાઓ તરફથી બાહાર પાડવામાં આવ્યાં છે, તોપણ પ્રત્યેક ચોપાનીયાંમાં આવેલા વિચારો માટે પ્રત્યેક લખનાર પોતેજ જવાબદાર છે.—તે વિચારો સોસાયટીના છે એમ સમજવું નહીં.—* આવી નીશાણી-વાળાં ચોપાનીયાં મુફત મળશે.

| નંબર. | | કિમ્મત. રૂ. આ. પૈ. |
|---|---|---|
| ૧ | યોગવિદ્યા અને અસલી દરજાણીઓ ......... | ૦ ૪ |
| ૨ | (છપાય છે.) | |
| *૩ | થિઓસોફી (હાર્ટમેન) (ખલાસ થઇ.) | |
| ૪ | આપઘાતમાં સમાયલાં જોખમો............. | ૦ ૨ |
| ૫ | પારસીઓમાં નીતિનું ધોરણ ................ | ૦ ૨ |
| *૬ | થીઓસોફીકલ સોસાયટી (P. D. M.) | |
| *૭ | આકાશ તત્વ (ખલાસ થઇ.) | |

---

"બ્લાવાટસ્કી લોજ," ચર્ચ ગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

☞ "યોગવિદ્યા" સિવાય બાકીની હાલ વેચાય છે તે સઘળી મુંબઇ, કાલબાદેવી, રીપન પ્રીન્ટીંગ પ્રેસમાં પણ મળશે.





# આપઘાતમાં સમાયલા જોખમો.

## પ્રારંભ.

જે પ્રજા માનોઇ સુધારાને પડતો નાખી માત્ર ખાકી સુધારાની પાછલ મંડે છે, તે પ્રજા પોતાને ખોદાપરસ્ત કેહેવાડવા છતાં નાસ્તીક અથવા અનીતિવાન થતી જાય છે. એવી પ્રજાઓમાં અનીતિ વધે છે એટલુંજ નહીં, પણ આપઘાત અને ખુન જેવા જબુન અપરાધો પણ સરેરાસ વધે છે. "ફૉર્ટનાઇટલી રીવ્યુ" અને બીજાં વગવાલાં ઇંગ્રેજી માહવારી ચોપાનિયાંઓનાં વિદ્વાન લખનારાંઓએ આંકડાઓ અને સાબેતીઓથી પુરવાર કીધું છે કે, જે દેશોમાં "સુધારા"ને નામે ખાકી એશઆરામ પાછલ દોડધામ થાય છે, તે દેશોમાં આપઘાતના અપરાધની સંખ્યા દીનપર દીન વધતી જાય છે. હિન્દુસ્તાન તરફ નજર કરતાં માલમ પડશે કે, અહીં પણ જે કોમ ખાકી "સુધારા"નાં સંબધમાં લગભગ યુરોપીયન કોમો જેવીજ ગણાય છે, તેઓમાં આપઘાતના ગુનાહની સંખ્યા સરેરાસ ધીમે ધીમે વધતી જાય છે. પારસીઓમાં હવે આપઘાત આગલ જેવા અસાધારણ ગણાતા નથી. અમુક આપઘાતનું કારણ અમુક સંજોગો વચ્ચે હોવાથી તે વીસ્તારવાની કે સમજાવવાની અહીં મકસદ રાખી નથી; તોપણ તેમાં સમાયલા જોખમો વિષે કેટલીક સહમજ થિઓસોફીની મારફતે દેખાડવાની અહીં મતલબ રાખી છે; અને ઉમેદ છે કે તે ઉપરથી હરેક જણ તેને અટકાવવાના અથવા ઓછા કરવાના ઉપાયો સુચવી શકશે.

## કાપી નાખેલા અવયવો.

જેઓનાં શરીરના અવયવોમાંનો કોઇ ભાગ કાપી નાખેલો હોય છે, તેઓમાંનાં કેટલાંકો કોઇ કોઇ વાર એવી ફરીયાદ કરતાં જણાવવામાં આવે છે કે, કપાઇ ગયલા ભાગ તરફ તેઓને કાંઇ દુઃખ અથવા ખુજવાટ થાય છે. દાખલા તરીકે, જો એક માણસનો કાન કાપી નાખવામાં આવ્યો હોય, તો તેનો જખમ રૂઝાઇ જવા છતાં, અને તે કાનની હસ્તી દેખઇતી રીતે ત્યાં નહી હોવા છતાં, તે કાન પર દુઃખ થતું હોય એમ લાગે છે; તે માણસ તે કાન પર ઘવડવા જશે, તો જો કે કાનની હસ્તી તો ત્યાં દેખાતી પણ નથી. આથી તે ઘાણું કરી ગોયા કાનના ભાગ આગલ હવામાં ઘવડતો હોય એમ દેખાશે.

એનાં કારણ માટે આજની વિદ્યા, જેને "સાયન્સ" કેહેવામાં આવે છે તે, સંતોષકારક ખુલાસો આપતી નથી. થિઓસોફી(બ્રહ્મ-વિદ્યા)ની મારફતે એનો ખુલાસો મલી શકે છે. એ વિદ્યા જણાવે છે, અને તેને દુનિયાનાં સર્વ મોટા ધર્મો ટેકો આપે છે કે, દરેક માણસને ખાકી શરિર શિવાય એક બીજું આકાશી શરિર હોય છે; જેને જંદ ભાષામાં "કેહર્પરેય", ફારસીમાં "કાલેબ" અથવા "કાલબુત", અને સંસ્કૃતમાં "લીંગ દેહ" કેહેવામાં આવે છે. આ "લીંગ શરિર"ના ત્રણ તબક્કા હોય છે, જેમાં એક તબક્કાવાળું શરિર, જડ શરિરનો તે ભાગ ખાક થઇ જવા છતાં, છાયા રૂપે કેટલોક વખત અનદીઠ હાલતમાં રહેછે, એવું જણાવવામાં આવે છે.

કાપેલા અવયવનો ખાકી શરિરને લગતો ભાગ જો કે છુટો પડી ખાક થઇ જાય છે, તોપણ તેનું આકાશી "કાલબુત" હજી જીવતા ભાગ સાથ સબંધ ધરાવતું હોવાથી, જે દુઃખ તે "કાલબુત"માં થાય છે તે જીવતાં માણસને લાગે છે. કોઇ પુછશે કે આ "કાલબુત" જેવી હસ્તી માત્ર ખ્યાલી છે કે ખરેખરી? થિઓસોફી જણાવે છે કે, તે આ હસ્તીના જેવીજ વાસ્તવીક અને ખરેખરી છે; પણ જુદાં જુદાં ભુવનો (spheres) ઉપરથી દરેક હસ્તી જુદી જુદી દેખાય છે, તે પ્રમાણે આપણા ખાકી ભુવન ઉપરથી તે માત્ર ખ્યાલી લાગે છે. પણ આકાશી ભુવન ઉપરથી જોતાં કલર વૉયન્ટોને તે ખરી લાગે. કેટલીક વાર મરણ પામેલાં માનવીઓનાં રૂપ પ્રગટ થઇ દેખાવ આપવાના જે "ચમત્કારો"

થતા જણાવવામાં આવે છે, અને સાધારણ રીતે લોકો જેને "ભુત" કહે છે, તે આ લીંગ શરિરને લીધે ઉત્તપંન થાય છે. ત્યારે વાજબી રીતે સવાલ ઉઠે છે કે:—

## શું "ભુત" જેવી હસ્તી ખરેખર છે ?

એ વિષે જુસ્તેજો કરવા માટે આપણે "વેહેમી" લોકોની ગવાહીને છોડી દઇશું. "મરણ પછી આદમજાત"* એવે નામનાં એક ફ્રેંચ પુસ્તકમાં એવા ઘણા દાખલાઓ એકઠા કરવામાં આવ્યા છે; જેનો ઇંગ્રેજી તરજુમો થીઓસોફીકલ સોસાયટીના પ્રમુખ-સ્થાપનાર કરનલ ઑલકટે કીધો હતો. આ ચોપડાંની તપાસ લેતાં "નોલેજ" ચોપાન્યાંના મરનાર અધીપતી મી૰ પ્રૉકટરે તેને હસી કાઢી હતી; પણ અજાયબ જેવું એ છે કે, "નૉલેજ"ના જે અંકમાં ઉપલાં પુસ્તકને હસી કાઢવામાં આવ્યું હતું, તેની પછીના બીજનજ અંકમાં તે અધીપતીએ "કોઝમોપોલીટન" નામનાં અમેરિકાનાં એક વગવાલાં ચોપાન્યાંમાંથી એક બાબત ઉતારી "ભુત" જેવી હસ્તી ખરી કરી આપી છે. (જુઓ "નોલેજ," માર્ચ ૧૮૮૮, પાનું ૧૦૧.). આ બાબતમાં "ડ્રેગુન ગાર્ડસ" નામના લશકરની ટુકડીમાંના એક કરનલનો દાખલો આપ્યો છે, જે લખનોરમાં ઇસ્વી સને ૧૮૫૭માં મરણ પામ્યો હતો, જે વખતે તેનું "ભુત" તેની ઓરતને છેક ઇંગ્લન્ડમાં તેજ વેલા દેખાયું હતું: જેથી અધીરી પડી તેણીએ શોધ ખોલ ચલાવી, જેમાં માલમ પડયું કે ખરેખર તેજ વેલા તે કરનલ મરણ પામ્યો હતો. બીજો દાખલો કેમ્બ્રીજના બે વિદ્યારથીઓનો છે; જેઓએ એક રાત્રે ચોકસ પુસ્તક વાંચવાની ગોઠવણ કીધી હતી. આ બે મિત્રોમાંનો એક તે વેલા ઇંગ્લન્ડના દક્ષીણ ભાગમાં હતો. રાત્રે જાગી ઉઠતાં તેને માલમ પડયું કે તેનો મિત્ર પાણીથી તરબોર થયલાં કપડાં સાથ તેના બીછાનાં આગલ એક બેઠક પર બેઠેલો છે. ઓરડાનું બારણું બંધ છતાં તે અંદર કેમ દાખલ થયો તે વિષે ખુલાસો પુછતાં તે મિત્ર ડોકું હલાવી ગેબ થઇ ગયો! પાછલથી તપાસ કરતાં માલમ પડયું કે તે જુવાન પાસેના તલાવમાં નાહવા ઉતરતાં ડુબીને તે વેલા મરણ પામ્યો હતો.

---

* "Posthumus Humanity," by A. d'Assier; translated and annotated by Colonel H. S. Olcott, President-Founder of the Theosophicl Society.

ઇસ્વી સને ૧૮૯૧ ના ક્રીસ્ટમસના તેહેવાર પર "પેલમેલ ગેઝેટ"ના આગલા અધીપતી અને "રીવ્યુ ઑવ રીવ્યુઝ"ના માલેક અધીપતી મી૦ ડબલ્યુ. સ્ટેડે તે ચોપાન્યાંના ઘરાકોને "ખરેખરી ભુતની વાતો"* નામની ચોપડી ભેટ કીધી છે. એમાં સંખ્યાબંધ ઉપર જણાવેલા જેવા દાખલાઓ આપ્યા છે; અને વલી તેમાં નહીં સમાયાથી નવાં વરશ (૧૮૯૨) ની ભેટ તરીકે "વધુ ભુતની વાતો" નામે એક બીજો જથો બાહાર પાડયો હતો. એમાં પણ વધારે અજાયબ જેવું એ છે કે, થિઓસોફીકલ સોસાયટીના સ્થાપનારાંઓ, જેઓએ ભુતની હસ્તીજ માત્ર નહીં પણ તે વિષેની વિદ્યાનો સંપુર્ણ ખુલાસો બહાર પાડીને "સુધરેલી" દુનિયાંને વાકેફ કરી એક ઉપકાર કીધો હતો, તેઓની સામે થનાર "સાઇકીકલ રીસર્ચ સોસાયટી" નામની મંડળીના મેમ્બરો તરફનાજ દાખલાઓ અને તેઓની સત્તા આ લખાણોમાં ઉભાઇ જાય છે, કે જે સાહાદત સુધરેલી દુનિયાંના વિદ્વાનોથી ના પાડી શકાતી નથી. બાદશાહી પુરૂષો, ઇતિહાસીક સ્ત્રીઓ, ઉમરાવો, પ્રધાનો, શેહનશાહો, સીપાઇઓ, વિદ્વાનો, કવિઓ, અને અભ્યાસીઓ વગેરે લગભગ સઘલી વર્ણના લોકોની ગેવાહી તેમાં આવી ગઇ છે.

વળી એજ હીંગામ પર "સ્ટ્રેન્ડ મેગેઝીન" નામનાં ચોપાન્યાંના ક્રીસ્ટમસના અંકમાં મી૦ ઇર્વીંગ મોન્ટેગ નામનો લખનાર, લોકો તેને ગમે તો વેહેમી કે ગાંડો કહે તેની દરકાર રાખ્યા વગર, હિમ્મતથી જણાવે છે કે, તેણે પોતે "ભુત" જોયું છે, અને તે માટે તે ચિત્રો સાથ એક મોટી બાબદ લખે છે. (જુઓ ઇસ્વી સને ૧૮૯૨ના ક્રીસ્ટમસનો "સ્ટ્રેન્ડ મેગેઝીન" નો અંક.)

ત્યારે હવે "ભુત" જેવી હસ્તી ખરેખર છે એવું સાબેત કરવાને જો કાંઇ પણ બાકી રહ્યું હોય તો તે એજ કે, જેઓ તેની હસ્તી માનતાં નથી તેઓનું એ વિષેનું અજ્ઞાનપણું છે.

અહીં "ભુત"ની હસ્તી પુરવાર કરવાની મકસદથી આ ઇસારો કરવો પડયો છે એમ નથી; પણ તે ઉપરથી એવું દેખાડવાની મકસદ રાખી છે કે, જેમ કેટલાંકો ધારે છે તેમ, મરણ બાદ જીંદગીની સઘલી ખટપટોનો છેડો આવતો નથી: મરણબાદ કાંઇ છે. ત્યારે જે કાંઇ બાકી

---

†જુઓ આ ચોપડીની પાછલ ૧૯ માં પાનાંથી આપેલા "વધારો."

રહેછે તેને, આપઘાતથી મરણ નીપજ્યું હોય તો, આ "ભુત" જેવી હુસ્તી સાથ કેવો સંબંધ રહેછે, તે વિષે તપાસ કરવાને આ હુસ્તી વિષે અહીં ઇસારો કરવો પડયો છે.

### આજની વિદ્યા એની હુસ્તી ના પાડે છે

તેનું કારણ એક તે એ વિષે ખુલાસો કરવાને અશક્ત છે, તેમજ આજના વિદ્વાનોએ ભુલથી સ્વીકારેલાં અનુમાનોથી તે વાત પુરવાર થઇ શકતી નથી. તોપણ આગલ વધેલા અપક્ષપાત વિદ્વાનો કોઇ વાર હિમ્મતથી બાહાર આવી જે કાંઇ ખરૂં હોય તે જણાવવાને અચકાતા નથી. ઉપર જે "કૉઝમોપોલીટન" પત્રનો દાખલો આપ્યો છે, તેનો લખનાર તેજ બાબદની છેવટે એવાં અનુમાન ઉપર આવેછે કે "એક ગ્રહ બીજા ગ્રહ ઉપર અસર કરે છે એ ખગોળવેતાઓમાં સાબેત થયલી વાત છે—ન્યુટને સુધાં તે વાત સ્વીકારી હતી—તે છતાં એક ખાકી શરીર (ગ્રહ), જ્યાં બીજી કોઇ (દેખઇતું) ખાકી સાધન ન હોય ત્યાં થઇને, બીજાં ખાકી શરીર (ગ્રહ) ઉપર કાંય અને કેમ અસર કરેછે તે કોઇ સમજાવી શકતું નથી: એટલા માટેજ તે સાબેતી રદ કરવાને તેઓ જેટલા વાજબી ગણાય, એટલી આજની વિદ્યા માત્ર તેનાથી ચોકસ બાબતનો ખુલાસો થઇ શકતો નથી તેટલાજ માટે આ ગોવાહી રદ કરવાને વાજબી ગણાય નહીં. * * * એક અને બીજાં મન વચ્ચે શો સંબધ છે તે સમજાવવાને જોકે કોઇ શકતીવાન નથી, તે છતાં તે સંબંધ જોડવાને કાંઇ હોવું તો જોઇએ એમ આજની વિદ્યાનો ઘણોજ સાવધ અભ્યાસી પણ માની શકે."

હવે જે ખુલાસો આજની વિદ્યા કરવાને અશક્ત છે તે થિઓસોફી કરવાને સામર્થવાન છે. થિઓસોફી પ્રમાણે માણસનાં તત્વો સાત છે, અને તે જરથોસ્તી ધર્મશાસ્ત્રના કાનુનને મલતાં આવે છે. વે તત્વો આ પ્રમાણે છે:—

| | થિઓસોફી પ્રમાણે. | | જરથોસ્તી ધર્મ પ્રમાણે. |
|---|---|---|---|
| ૧ લું | સ્થુલ શરીર | | તનવસ |
| ૨ જું | લીંગ શરીર | | કહેર્પસ |
| ૩ જું | પ્રાણ અથવા જીવ | | ઉશતાનસ |
| ૪ થું | *કામ રૂપ | ઉર્વાનેમ (રવાન) | તેવીષીશ |
| ૫ મું | મનસ | | મનસ |
| ૬ ઠું | બુધ્ધિ | | બયોધાંમ |
| ૭ મું. | આત્મા | | ફ્રવંષી. |

૧ લું—સ્થુળ શરિર અથવા તનવસ વિષે અત્રે કાંઇ જણાવવાની જરૂર નથી.

૨ જું—લીંગ શરિર અથવા કર્પેસ માણસનાં ઉપલાં બાકી શરિરમાં રહેતું વધારે પ્રવાહી શરિર છે, અને તેનું તત્વ ચંદ્રમાંના જેવા ચલકાટવાળું હોય છે.

૩ જું—પ્રાણ અથવા ઉસ્તાનસ શરિરને ગતી આપે છે.

મરણ પછી ઉપલાં ત્રણ તત્વો વીખરાઇ જાય છે.

૪ થું—કામરૂપ અથવા તેવીષાશ સર્વ બુરી લાગણીઓ અને સંકલ્પોનું સ્થળ છે. મરણ પછી એ કામલોક નામની હાલતમાં ભટકયા કરે છે, પણ અંતે વીખરાઇ નાશ પામે છે. ભુત, પીશાચ, દરૂજ, વગેરે આ ભટકતાં કામરૂપમાંથી ઉત્પંન થાય છે.

૫ મું—મનસના બે પ્રકાર છેઃ એક કામરૂપ તરફ વલાણ લે છે અને બીજો બુદ્ધિ તરફ વલાણ લે છે. જે ભાગ કામરૂપ તરફ ઢલે છે તે મરણ પછી તેની સાથે મળી નાશ પામે છે; પણ મનસના જે ભાગ ઉપર બુદ્ધિ પ્રકાશે છે, જેને થિઓસોફીમાં મનસ તેજસી કહે છે અને જે જીંદગીના સર્વ અનુભવો ગ્રહન કરે છે, તે મરણ પછી આત્મ-બુધ્ધિ સાથ મલી જઇ દેવખન (બેહેસ્તી) હાલતમાં રહે છે.

૬ ઠું—બુધ્ધિની મારફતે આત્માના દરશન થાય છે, ત્યારે માણસ 'જીવન-મુકત' થયું એમ કેહેવામાં આવે છે. જેનામાં સંપુર્ણ બુદ્ધિ હોય તે બુધ્ધ અથવા પેગમ્બર કેહેવાય છે. આ બુદ્ધિને સાધારણ વપરાતા શબ્દ બુદ્ધિ (intelligence) સાથ ભેલી નાખવી નહીં.

૭ મું—આત્મા કોઇ તત્વ નથી પણ સર્વમાં તે એકજ છે; પણ તે અગણીત નામે ઓલખાય છે.

## આપઘાત કરવાનું સામાન્ય કારણ

ઘણું કરી એ હોય છે કે, આપઘાત કરનાર માણસ જીવની પવિત્રાઇ અને તેનું મહત્વ ભુલી જાય છે; અને ઘણું કરી આ દુનિયાંમાં તે પોતાને દુઃખી સમજે છે. કોઇ માની લીધેલાં, દેખાઇતાં કે ખરાં, દુઃખથી હારી ખાઇ તે એવું સમજે છે કે "જો મોહોત આવે તો સઘલાં દુઃખનો છેડો આવે." પણ

## આપઘાતથી આણેલાં મોહોતથી શું દુઃખનો છેડો આવે છે?

મરણ પછી તુરતજ ધારેલું સુખ, હંમેશનો છુટકારો, કે સ્વર્ગ મલતું નથી; પણ જેને થીઓસોફીમાં "કામલોક" નામની હાલત કહેવામાં આવે છે તેનું ભાન થાય છે. આ હાલતને વંદીદાદની ઓગણીસમી પરગર્દમાં અલંકાર રૂપે નીચે પ્રમાણે જણાવી છેઃ—

"તે માણસ જાય છે; પછી દેવો, બુરા માનો અને તેઓને પેદા કરનાર આગપાસ ભટકવા આવે છે .... .... ત્યારે વિજરેષો નામનો દેવ, ઓ જરથુસ્ત્ર, .... .... બુરાઓનાં રવાંનોને બાંધીને ઘસડી જાય છેઃ કારણકે બુરાને લમતો તથા ભલાંને લગતો અહુરમજદના પેદા કીધેલા ચીનવદ પુલ ઉપર પોંહોચેછે."

આપણને અહીં જોવાનું છે તે એ કે, મરણ પછી સુખ-દુઃખનું ભાન રેહે છે કે નહીં. ડોકટર હાર્ટમેન કહે છે કે "આપઘાતના દાખલાઓમાં જેને પ્રાણ કેહેવામાં આવે છે તે, ઉપરનાં ભુવનો ઉપરથી જોતાં, માત્ર સ્વપ્નરૂપ હોવા છતાં, બાકી શરિરના મરણ પામવા પછી પણ ચાલુ રહે છે; અને જેને ભાન કહીએ છીએ તે લીંગ-શરિર સાથે રહે છે. ત્યારે હવે એવાં કમતાલે માણસોની લાસને કેમ ઠેકાણે પાડવી એ વિષે એક ગંભીર સવાલ ઉઠે છેઃ કારણ કે જ્યાં ભાન હોય ત્યાં લાગણી પણ હોય; અને જ્યારે એવા દાખલાઓમાં લીંગ શરિર અને લાસ વચ્ચે આકર્ષણીક સંબંધ રેહેતો જણાવવામાં આવે છે, ત્યારે તો આપઘાત કરનારનાં મરણ પછી તેનો સંબંધ તેના શરિર સાથ રહે એ બનવા જોગ છે.† ત્યારે જે સુંપણા અથવા વેદના આપઘાત કરનારનાં શરિર ઉપર થાય છે, તે શિરોની લાગણી ચોકસ સંજોગો વચ્ચે તેથી છુટા પડેલા માનવીને બહુ તીક્ષણપણે લાગવી જોઇએ."

શેકસપીયર "કામલોક"ની હાલતનું વર્ણન કેહેવાને 'હેમ્લેટ'ના બાપના "ભુત"ના મ્હોડાંમાં નીચલા શબ્દો મુકે છેઃ—

"I am thy father's spirit;
Doomed for a certain term to walk the night;
And, for the day, confined to fast in fires,
Till the foul crimes, done in my days of nature,

---

† જુઓ આ ચોપડીના ૧૯ મા પાનાઓથી "નસાસ"ના બઠાબાં સેઠબની બાબદ.

*Are burnt and purged away. But that I am forbid*
To tell the secrets of my prison-house,
*I could a tale unfold, whose lightest word*
Would harrow up thy soul; freeze thy young blood;
Make thy two eyes, like stars, start from their spheres;
Thy knotted and combined locks to part,
And each particular hair to stand an-end,
Like quills upon the fretful porcupine:
But this eternal blazon must not be
To ears of flesh and blood."

સાધારણ રીતે જોતાં આ લાઈનો કલપીત કે ખ્યાલી જણાય છે; પણ આગલ ચાલતાં માલમ પડશે કે ઉપલા જગ આશકાર કવિએ કુદરતનો એક ભેદ નાટક રૂપે ખુલ્લો કીધો છે.

ત્યારે એક આપઘાત કરનાર જો આ દુનિયાંમાં આવી પોતાનો "કામલોકીક" અનુભવ આપણુને કેહેવા માગે તો તે શું કહી શકે?

"મારૂં કાલબુત જે તત્વનું બનેલું હતું તેનો એકે એક રેસો અને તંતુ કદી છુટે નહીં એવી રીતે એક બીજામાં જોડાયલાં હતાં; અને હવે મને માલમ પડયું કે, જે તત્વમાંથી તે ઉત્પંન થયું હતું તેમાં પાછું પીગલી ગયાથીજ મારો છુટકો થઈ શકે. મટી: જળ: હવા: પ્રત્યેક તત્વ સ્વચ્છ: તે છતાં પોત પોતાના અસલ તત્વમાં મલી જવાને ગોયા બલવો કરતાં હતાં. અને પેલો દેવ કીડો! તે તો જરાએ જંપ્યા વગર પોતાનું કામ કર્યોજ જતો હતો. તે છતાં તે તૃપ્ત થાય નહીં! તેનો ચટકો અને તેની પીડા તો મુએલાંજ જાણે! જીવતાં માણસનાં માંસમાં તેનાથી થતું ખેદકારક દુઃખ તો મારાં દુઃખ આગલ એક ખુશાલી ગણાય! આ ભયજનક નાપાકી, તેની પલીદી, અને દુઃખ, મારાં 'ભુત' વિષેનું ભાણુ, એ સઘલું જીવતાં માણુસ કરતાં મને ઘણું તીક્ષણ રીતે લાગતું હતું. અરે! આ ત્રાસદાયક બંધીખાનાંની ભયંકર અને કમકમાટ ભરેલી પીડા!

* * * * * * * *

"બદી અથવા પાપ કરવાને જે રવાનોની જીંદગી બહુ ટુંકી હતી, અને કુદરતથી નીરમાંન થયલા દીવસ સુધી વાસ્તવીક રીતે જેઓએ પોતાની જીંદગીનો વખત મટીના પુતલાંમાં રહીને પુરો કીધો હતો, તે-

ઓનાં અમર ભાગ્યુ તેઓની ભલાઈના બદલામાં રોશણીના રાજ્યમાં* શાંતપણે આસાએસમાં હતાં; પણ જેઓ મારાં જેવાં મારી સાથે વસ્તાં હતાં તે રવાંનો મારી માફક તેઓની જીંદગીના છેડાની અધીરાઈથી રાહ જોતાં હતાં.† મારી સોબતમાં મારાં જેવાં પોતાને હાથે પોતાનું જબરદસ્તીથી ખુન કરી ફાની જીંદગીને વધારે ટુંકી કરનારાંજ એકલાં નહીં, પણ લોભી અને વિષઇ, જેઓ પોતાના બુરા હવસો અને બદીમાં ગીરફતાર થયલાં, એવાં ડચકાં ખાતાં રવાંનો પણ તેઓના છુટકારાની રાહ જોતાં હતાં." (પાથ, પુ. ૪, અંક ૮.)

આ પ્રમાણે જે માનવી એમ સમજે છે કે આપઘાત કર્યાથી સઘલાં દુઃખોનો અંત આવે છે, તે, પોતાના ખુદ વિષેનાં જ્ઞાનથી અજાણ હોવાને લીધે, ભુલ કરે છે. આપઘાત કરી તે પોતાના માની લીધેલાં, દેખઇતાં કે ખરાં દુઃખનો અંત લાવતો નથી; પણ તે દુઃખ માત્ર બીજે રૂપે વધારે છે. દાખલા તરીકે, એક ખરેખરો દુઃખી દેખાતો માણસ લઓ. તે જો હેયાત હોય તો તેના દુઃખનો ઉપાય થઇ શકે; અને તેનું દુઃખ કદી મટે નહીં એવું હોય તોપણ તેના ઉપાયો લેવાયાથી કેટલેક દરજજે તે ઓછું થઇ શકે છે. પણ જ્યારે તેનું શરિર નાશ પામે છે ત્યારે તે પોતાનાં સગાં, વ્હાલાં કે સ્નેહીઓ આગલ હાજર થઇ શકતો નથી; અને છાયારૂપે જો હાજર પણ થાય તો તે છાયા જોવાને સર્વે માણસો એક સરખી રીતે લાયક હોતાં નથી: તેથી તે ઉપર તેને લાયકજ ધ્યાન આપવામાં આવે છે. તેથી આપઘાત કરનારને મરણ પછી તેના દુઃખની ફરીયાદ કરી તેના ઉપાયો મેલવવાને જેટલું મુશકેલ પડે છે એટલું જીવતાં જીવત પડતું નથી. આથી, જેમ ઉપર જણાવ્યું તેમ, જ્યાં લગી કર્માંક કાયદા પ્રમાણે નીરમાણ થયલી ઘડી આવી પોંહાચે ત્યાં લગી આપઘાત કરનારના રવાનને તરેહવાર તૃષ્ણાઓ વગેરેના ભાણથી પીડાવું પડે છે, જે સર્વ તૃપ્ત થવાનાં સાધનો "કામલોકીક" દુનિયાંમાં હોતાં નથી.

વળી કર્મનો કાયદો અને ઇશ્વરી કેવલ્ય ઇનસાફ અહીં ધ્યાનમાં લેવાનો છે. અચુકડે આણેલાં એવાં મોહોતમાં મરનારનાં બાકી રહેલાં

---

* જુઓ વંદીદાદ, પરગરદ ૧૯મી.

† કર્મીક કાયદા પ્રમાણે જીંદગીનો છેડો આવવાના વખત આગમચ આપઘાત કરનારને તે વખત આવે ત્યાં સુધી આ હાલતમાં રહેવું પડે છે.

કર્મનું ફળ જે હજી ભોગવવાનું રહી ગયું હોય તે, તેને નવો જન્મ લઇ,* પુરૂં કરવું જોઇએ. એ પ્રમાણે ફળ પ્રાપ્ત કીધા વગર કુદરતમાં જે કેવળ્ય ઇનસાફ છે તેના હાથથી છટકી શકાતું નથી. ત્યારે દુઃખથી હારી ખાઇ જે માણસ પોતાનો પ્રાણ પોતાને હાથે ખુએ છે, તેને તે દુઃખ ચકવધી વીઆજ સાથે પાછું સ્વીકારવાને તૈયાર રેહેવું પડે છે.

વળી તેઓ પોતે પોતાને દુઃખ આપે છે, એટલુંજ નહીં પણ એવાં

**આપઘાત કરનારાં અનદીઠ રીતે જીવતાં માણસોને પણ હેરાન કરે છે.**

અમર રવાન†નો સંબંધ શરિરથી છુટો પડવાનો વખત પાકો થયા આગમચ જે મરણો અકસમાત અથવા કવખતે નીપજ્યાં હોય, તેઓને કર્મીક કાયદા પ્રમાણે જ્યાં સુધી મરણનો વખત આવે ત્યાં સુધી જો કે પૃથિવના આકર્ષણમાં રેહેવું પડે છે, તોપણ તેઓ અરધી હોશવાલી હાલતમાં રેહે છેઃ તેથી તેઓને સંપુર્ણ ભાણ હોતું નથી. પણ આપઘાત કરીને મરણ પામેલાં તથા બહુ વિષઇ માણસોના રવાનો તો કામલોક હાલતમાં તેઓ કેમ રહે છે તેનું સંપુર્ણ ભાણ ધરાવે છે. એવી હસ્તીઓ પૃથિવની આસપાસની બીજી હસ્તીઓને વલગીને ભટકયા કરે છે, અને જે છુટકારો થવો જોઇએ તેનાથી બીહીને તેથી છટકવાને ફોકટના પછાડા મારે છે. ખરૂં ખોટું પારખવાની શકિત‡ છુટી પડી જવાથી, તેમજ તેઓના બુરા હવસોથી દોરાવાને લીધે, તેઓ જુદી જુદી જાતના 'ભુતો' અથવા 'દરૂજો' થાય છે; અને તેઓના શીકારોને તેથી કેવી હરકત થશે તેની જરાએ દરકાર કર્યા વગર તેઓ આસપાસનાં જીવતાં માણસોમાંથી લોહી સુસી પોતાની હેયાતીમાં ઉમેરો કરે છે.

**તેઓથી "હજરત" ભરનારાં અને બુતપરસ્ત લોકોને મદદ** મલે છે. "હજરત" ભરવાનો જે રેવાજ કેટલાંક લોકોમાં છે, તેઓ સેહેલાઇથી બેફામ થાય એવાં એકાદ માણસને બેફામ કરે છે. એવાં બેફામ માણસો જેને "ભુવા" અથવા ઇંગ્રેજીમાં "મીડીયમ્સ" કેહેવામાં આવે છે, તેઓ તરફ આવાં દરૂજો જાણી જોઇ તેમજ અજાણપણે ખેંચાય છે. એવાં ભુવાની આસપાસ જે તેઓનું આકાશી રૂપ હોય છે તે કામમાં લઇ આ દરૂજો ઘણીવાર પ્રગટ થઇ દેખાવ આપે છે, તે એટલાં સુધી

---

* પુનર્જન્મ માટે જરથોસ્તી ધર્મ શું કહે છે તે વિશે જુઓ "અરમૈતર," અંક ૧૨ મો. જુઓ "ગુલ અફશાન" પુસ્તકો ૧૩ તથા ૧૪.

† Spiritual Soul. ‡ Reason.

કે, કેટલીક વાર તો મરનાર પોતેજ હોય એમ દેખાય છે. જો કે દરેક રીતે આ દરૂજ મરનારનો સાહયો ઓઢી કામ કરે છે તે છતાં તેનાં રવાનનું ખોખું* તે કાંઇ તે ખુદ પોતે† નથી. જેમ આપણે એક ધુતારાંમાંથી ફુકતા હોઇએ તો તે અવાજ ધુતારાંનો નીકલશે, પણ આપણે બોલતાં હોઇએ તેમ ખુદ આપણો અવાજ નીકલતો નથી; તેમજ એક માણુસનું એવું શરિર જો બનાવટથી સજીવન કરીએ તો જીવતી હાલતમાં તે વિચાર દરશાવતો હતો તેવા વિચાર કદાચ દરશાવે તે છતાં, તે ખોખું કાંઇ ખુદ નથી. તેઓના હેવાલમાં જે ફરક હોય છે તે સાબેત કરે છે કે તેઓની વાતો હમેશાં રવાનના બાકી ખ્યાલની અથવા મનની હલકી વૃતીની ઉત્પન્તી માત્ર છે.

હજરત ભરતી વેલા મારફતે જે હસ્તી સાથે વેહેવાર પાડી શકાય છે તેમાં અકસમાતથી અને કવખતે મરણ પામેલાંઓનાં 'કાલભુત' પણ આવી શકે છે. એવી વેળા આ કમતાલે માણુસોની અરધી ભુલી જવાયલી તૃષ્ણાઓ અને યાદદાસ્તો પાછી તાજી થાય છે, અને તેથી તેઓને દુઃખ થાય છે. માત્ર ખાલી અજાયબી કે શોખ ખાતર તેઓની ઉંઘમાંથી એવી દુઃખદાયક હસ્તીમાં તેઓને પાછું જાગૃત કરવું, એ બહુ ઘાતકી કામ છે: કારણ કે આ દુનિયાંના વિષઇ ભોગ માટે પાછું જીવવાની તેમની ઇચ્છા સચેત થાય છે. એટલા માટે 'હજરત' ભરવાનો બુતપરસ્ત રેવાજ જેમ બને તેમ જલદીથી બંધ પડવો જોઇએ, એટલુંજ નહીં, પણ તે સાથે તેને મલતા "પીર-સૈયદ"ને નામે ચાલતા "ઢોંગો", જેમાં થોડે કે ઘણે દરજજે ઉપલી દરૂજી હસ્તીને નવો ખોરાક મલતો રહે છે, તે પણ બંધ પડવા જોઇએ.

વળી જીવતાં માણુસોને આપઘાત કરનારાં માણુસો એક બીજી રીતે પણ નુકશાન કરતાં ગણાય છે. જે બુરી શકિતઓ એવાં માણુસોમાં બંધ પડેલી હોય છે, તે તેમનાં મરણ પામવાં બાદ છુટી થઇ જાય છે, અને તે શકિતઓ તેનાજ જેવાં નબલાં મનનાં માણુસો તરફ ખેંચાઇ, તેઓના તેવા ગુણોને ઉસકેરવામાં મદદ કરે છે. આથી જો એક માણુસ આપઘાત કરે તો આપઘાત કરવાને તૈયાર થયલાં એકાદ માણુસને તે થોડાજ વખતમાં સાથે લેતો જાય છે. એવા બનાવો આપણા જોવામાં વારંવાર આવે છે. એક આપઘાત થયા પછી થોડા વખતને અંતરે બીજો માલુ બને છે. વળી આપઘાત થાય તે જગા પણ જીવતાં માણુસોમાં

* Soul-corpse. † Entity.

જેઓ નબલાં મનનાં હોય તેઓ માટે બહુ નુકશાન કરનાર ગણાય છે. મુંબઈના મેદાનમાંના કુવાઓ તેની ચોકસ સાબેતીઓ છે. જે કુવામાં એક આપઘાત થયો હોય તેમાંજ બીજો પણ થતો દેખાય છે. ધોબીતલાવ આગલના મોટા કુવાએ સંખ્યાબંધ ભોગો લીધા છે, તો જો કે તેનીજ પડોસમાં બીજા ઘણા કુવાઓ છે.

## આપઘાતથી થતાં અને કવખતનાં બીજાં મરણો વચ્ચે શો તફાવત છે?

એવિષે "પાથ" ચોપાંન્યામાં આવેલી એક બાબદ ઠીક અજવાલું પાડે છે. આ ઉતારો એક "ખાનગી પત્ર" ઉપરથી કરવામાં આવ્યો છે, અને જે ઠેકાણેથી તે પત્ર મલ્યો છે તે સિવાય એ બાબદમાં બીજી કોઈ વધારે ચઢતી સતા હશે નહીં, એટલું કહી આપણ આગલ ચાલીશું:—

"આત્મા-બુદ્ધિ અને આપઘાત કરનારાંઓ વચ્ચેનો સંબંધ **તદન છુટો** હોતો નથી, તોપણ કુદરતી રીતે મોહોત આવવાનો વખત નજદીક આવે ત્યાં લગી તેઓ અને આત્મા-બુદ્ધિ વચ્ચે મોટો અંતર રહે છે. અકસ્માત બનાવોથી મરણ પામેલાંઓનાં ઉપલાં મુળ તત્વો [આત્મા-બુદ્ધિ] અને નીચલાં મુળતત્વ [કામ-મનસ] નું ખેંચાણ એક બીજાં તરફ રહે છે; પણ આપઘાત કરી મરણ પામેલાંઓનાં સંબંધમાં તો ઉપલાં મુળતત્વો નિરાકર્ષણીક [passive] રહે છે. ભલાં અને નિર્દોષ રવાનોનાં નીચલાં મુળતત્વોનું આકર્ષણ ઉપલાં તરફ કદી અટકાવી-ન-શકાય એવી રીતે થાય છે: **તેથી**, જ્યાં સુધી વખત આવે ત્યાં સુધી, તેઓ ગમે એક સુખવાસી સ્વપ્નમાં આરામ લે, કે ગમે સ્વપ્ન વગરની ઉંડી નીંદ્રામાં પડે. અમર ઈનસાફ તરફ નીગાહ રાખી આ બાબદ ઉપર મનન કરશો તો એ વિષેનું વાસ્તવીકપણું તમો જોઈ શકશો.

"અકસ્માત મોહોતે મરણ પામેલું માણસ પોતાનાં મરણ માટે જવાબદાર નથી. એક બારગી જો તેનું મરણ એવી રીતે તેનાં કોઈ પુર્વ જન્મનાં કર્મને લીધે નીપજ્યું હોય, તેથી તે કર્મના કાનુન પ્રમાણે એક બદલો પણ હોય, તોપણ તે કામ, જે જન્મમાં એ બન્યું 'તે જન્મમાં, તેણે જાણી જોઈ કીધું નથી. જો તે વધુ વાર જીવ્યો હોત તો તેણે કદાચ તેનો બદલો બીજી વધારે અસરકારક રીતે મેલવ્યો હોત; અને

હમણા પણ જ્યારે તેણે પોતાનું કરજ અદા કીધું છે, ત્યારે અદલ ઇનસાફના કાનુનની શિક્ષાથી તે છુટો થયો છે. ધ્યાનમોહનો અથવા અમેશાસ્પંદો, જેઓનો હાથ જીવતાં માણસોને દોરવવાનાં કામમાં હોતો નથી તેઓ, હવે એવાં નીરાશરીત રવાન, જેને તેના બાકી તત્વમાં પક્કું થવા આગમચ જે દુનિયાં માટે તે તૈયાર હોતું નથી તે દુનિયાંમાં એકદમ [અકસમાત મરણથી] કાઢી નાખવામાં આવે છે, તેનો બચાવ કરે છે. અમો જે કાંઇ જાણીએ છીએ તેજ કહીએ છીએ: કારણ કે તે **અમોને જાતી અનુભવ મારફતે શીખવવામાં આવ્યું છે.** હા, એવો ભોગ, પછી તે ભલો હોય કે ભુંડો, તે છેલા ચુકાદાની ઘડી સુધી ઉંઘે છે, જે ઘડી તે gestation state છે, કે જે વેલા છઠા-સાતમાં (આત્મા-બુધ્ધિ) અને ચોથા-પાંચમાં (કામ-મનસ) વચ્ચે જબરી તડફડ થાય છે. અને તે પછી પણ, જ્યારે આત્મા-બુધ્ધિ પોતાની સાથે પાંચમાં (મનસ) નો ભાગ ખેંચી આકાશી સમાધીમાં જાય છે, ત્યારે મનસમાં માનોઇ અશો ભાગ એટલો નબલો રહી જાય છે કે, તે દેવખનમાં જન્મ લેવા (એટલે બેહેસ્તની હાલતે પોંહોચવા) લાયક હોતો નથી. એવી વખતે તે, કોઇ અકસમાતનો ભોગ થઇ પડેલું હોય કે ન હોય તોપણ, પોતાનાં કર્મથી બનેલાં નવાં શરિરનો ઝભો પેહેરે છે, અને બાકી હસ્તી ભોગવવા માટે પૃથ્વિ પર દાખલ થાય છે. આ પ્રમાણે તમો જોશો કે 'હજરત ભરવાના ઓરડા'માં આપઘાત કરનારાં અને ખાલી 'કાલબુતો' શિવાય બીજો કોઇ પણ 'આત્મા' ખેંચાય એ બનવા જોગ નથી.

"હવે જે માણસોને તેઓનાં બુરાં કર્તુકના ભોગ થઇ પડવા છતાં 'આપઘાત' કરનારાંઓના વર્ગમાં ગણવામાં આવે છે, તે ઉપર આવીએ.

"અમારાં નાકેશ મત પ્રમાણે આપઘાત કરનારાં અને જેઓ પોતાનાં બુરાં કર્તુકોને લીધે કવખતના મરણના ભોગ થઇ પડયાં હોય તેઓ વચ્ચે મોટો તફાવત રહે છે. અમો, જેઓ આ બાબદમાં જીંદગીનો વીમો ઉતારનારી એક મંડળીની નજરથી જોતા નથી તેઓ, કહીએ છીએ કે એવી બદીમાં ઘણાં થોડાં માણસો ગીરફતાર થાય છે, કે જેઓને એવું લાગતું હોય કે તેઓ જે રીતે જીંદગી ગુજારે છે તે રીતથી તેઓ પોતાનાં મરણ કવખતે આણશે. સ્વપ્ન સમાન જીંદગીને ખરી માનવાની શિક્ષા એવી છે. તેઓનાં બુરાં કર્તુકોની શિક્ષાથી તેઓ છુટશે તો નહીંજ, પણ તેઓને

જે શિક્ષા થશે તે તેઓની બદીના કારણો માટે, અને નહીં કે તેની અસરો માટે: કે જે અસરો અવશ્ય કરીને હજી બનવાની હોય, કે શું બનશે તે જણાયલી પણ હોતી નથી . . . એ સર્વમાં સઘળો આધાર હેતુ ઉપર છે; અને માનવીને જે સજા થાય છે તે તેના ખરા જોખમ અથવા જવાબદારી માટે, નહીં કે કોઈ બીજાં કારણ માટે.

"જેઓ કવખતના મોહોતના ભોગ થઈ પડે છે તેઓનાં સંબંધમાં તો તેઓનાં મોહોતની ઘડી **અકસમાતથી** આવી લાગે છે; પણ જેઓ આપઘાત કરી મરણ પામે છે તેઓ તો પોતાને હાથેજ પોતાનું મોહોત લાવે છે, અને તેનાં તુરતનાં પરિણામો શું આવશે તે વિષે જાણવા છતાં જાણી જોઈ તે તેમ કરવાની હિમ્મત કરે છે. જે માણસ પોતાનું મરણ 'થોડીવારના દેવાનાપણાંથી' લાવે છે તે ખરેખર આપઘાત કેહેવાય નહી, કે જે ઘણીવાર કોઈ જીંદગીનો વીમો ઉતારનારી મંડળીને દલગીર થવાનું અને ઘણીવાર પંચાતીમાં પડવાનું મુળ થઈ પડે; તેમજ કામલોક, હાલતમાં જે લાલચો આપણી ઉપર ગલબો કરે છે તેને શેકાર પણ તે થતો નથી, પણ બીજા ભોગોની માફક તે ઉંઘમાં પડે છે.

"ગીટો * જેવો એક માણસ, તેના ઉંચા ખવાસો મંદ અને લકવીક (paralysed) હોવાથી, તે સાથે પૃથ્વિના વાતાવરણમાં ભમવાનો નથી. તે એક એવી હાલતમાં ગયો છે કે, જ્યાં સુધી તે ત્યાં રેહેશે ત્યાંલગી, તે હાલતમાં પોતાના પ્રેસીડંન્ટને ઠાર કરતો, કરોડો માણસોની સરજતને તલે ઉપર કરતો, અને તેઓને અકરાટ ઘભરાટમાં મુકતો, નીરંતર પોતાની તપાસ ચાલતી જોતો, નીરંતર ફાંસી ઉપર ઉભેલો, તેના કામો અને વિચારોના પડછાયામાં આકાશી ભુવનમાં ડુબેલો, અને ખચીત કરી તેની ફાંસીની છેલ્લી ઘડીએ જે વિચારો તેને આવેલા તેમાં ગરક થયલો, તે પોતાને જોશે. જે ખુનીઓને ફાંસી દઈને કે એવીજ બીજી રીતે મારી નાખવામાં આવે છે, તેના એવા હાલ થાય છે. જેઓ બદમાશ હોય છે પણ દેવાનાં હોતાં નથી, તેઓ ફાંસી દેવાથી તદન મરણ પામતાં નથીઃ તેઓ જે ભુવન ઉપર રહે છે તે ભુવનમાં તેઓના ગુનાહો અને સજા ઉપર જીવે છે, અને ત્યાં રહી તેઓને જે કુમલાં મનવાલાં માણસો મલે તેઓ ઉપર [ખરાબ] અસર કર્યા કરે

---

* અમેરિકાનાં પ્રેસીડંન્ટ લીન્કનનું ખુન કરનાર.

છે. મુખ્ય કરી 'હજરત ભરવાના ઓરડા'માં 'મીડીયમ'ને તેઓ લેઈ લે છે. જે માણસને કુદરતી રીતે કે કેળવાયાથી આકાશી નુરમાં જોવાની થોડી ઘણી બક્ષેશ થઇ હોય, તેઓ વારંવાર એવાં કમબખ્ત માણસોની જગ્યાની આસપાસ લોહી અને સજા થવાના દેખાવો જોઇ અને સાંભળી શકે છે. સાંમટાં ખુનો થયાં હોય, જેવાં કે ઘણુંક માણસો એક ઘરમાં દાખલ થઇ, તોફાણ મચાવી, તે ઘરનાં માણસોને તેઓની રકજીક અને અફડા તફડી છતાં ઘાતકી રીતે મારી નાખે, તો એવા દાખલામાં તેજ દેખાવ વરસમાં કેટલીક વાર એવી રીતે બનતો માલમ પડે છે કે, ઘણાંકો તે દેખાવ સંપુર્ણ કમકમાટ ઉપજાવનાર વીગતવાર સાથે જોઇ શકે; અને સર્વ માણસો ઘરટલો ચાલવાના, ચીચીયારીના, શરિરો પડવાના, ધડાકાના, અને માણસના માંસના લોચાઓ પડવાના અવાજો સાંભલી પણ શકે."

## દુઃખ, માણસ જાતનો એક શિક્ષક.

આ પ્રમાણે આપણે આગલ જોયું છે કે, જાણી જોઇ - કવખતે મોહોત લાગ્યાથી અથવા આપઘાત કર્યાથી માણસ દુઃખથી મુક્ત થઇ શકતું નથી: ઓર તે પોતાની પીડા વધારે છે. ત્યારે દુઃખમાંથી મુક્ત થવાનો ઉપાય શો? પેહેલાંતો તપાસવું જોઇએ કે દુઃખ શું છે ? દુઃખનુ મુળ મનમાં છેઃ તે ખ્યાલથી માની લીધેલું, દેખાતું કે ખરેખરૂં હોય. કોઇ ખ્યાલથી માની લીધેલું કે દેખાતું હશે તો તે કેટલીક કોશેશથી મટી શકશે. પણ દુઃખ ખરેખરૂં હશે તો તે માટે લગાર વધારે ધીરજથી કામ કરવું પડશે. દુઃખ એ એક અસર છે, અને જે અસર હોય તેને કારણ પણ હોય. આ કારણ દેખીતું હોય કે અનદીઠ હોય—તે આપણને યાદ હોય કે ન પણ હોય—તોપણ તે ઘણું કરી આપણાં પોતાનાં અજ્ઞાનપણાંથી થયલાં આપણાં કર્મનું ફળ છે. કેટલીકવાર એવા બનાવોનો દોષ જે ઇશ્વરને ગળે ઓલવવામાં આવે છે તે મોટી ભુલ છે. હવે જો દુઃખ ભુત કાળમાં, આ જન્મમાં કે કોઇ પુર્વ જન્મમાં, થયલાં કર્મનું ફળ હોય તો તે કર્મની માઠી અસર ખસી જાય છે, અને તેથી મલતો અનુભવ આપણને કાંઇ નવો ધડો શીખવે છે; પણ જો તે અઘટીત હોય અને આપણાં કર્મનું ફળ ન હોય, તો તે એક કારણ થયું, અને તે કારણ ભવિષમાં તેની અસર લાગ્યા વગર કદી પણ રેહેવાનું નથીજ: જે અસર તે સુખ છે. તે સુખજ કાંય અને દુઃખ કાંય નહીં? કુદરતનાં નિય-

મમાં સુખનો પ્રત્યાઘાત દુઃખ અને દુઃખનો પ્રત્યાઘાત સુખ છે. આ મુજબ ધીમે ધીમે સુખ-દુઃખનો અનુભવ મેળવી માણસ આગલ વધે છે. જે જ્ઞાન અથવા અનુભવ સેંકડો પુસ્તકો વાંચ્યાથી ન મળે તે કદાચ દુઃખમાં મલી શકે. ચોપડીથી મલેલું જ્ઞાન માત્ર અનુમાન રૂપ છે, પણ અંગીત મળેલો ધડો અનુભવીક હોય છે.

ત્યારે કોઇ એવો પણ સવાલ ઉઠાવશે કે, હાથે કરી દુઃખ લાવીએ તો કેમ?

પોતાને હાથે પોતાનું દુઃખ લાવવું એ મનનો સ્વભાવજ નથી, તો જો કે ખરૂં સુખ શું છે તે જાણ્યા વગર ખાકી અને જ્ઞાની સુખ શોધતાં મન દુઃખને આધીન થાય છે. તોપણ જો કોઇ જાણી જોઇ પોતાને હાથેજ પોતાનું દુઃખ લાવે તો તે મનનાં સંબંધમાં આપઘાત કીધા બરાબરજ ગણાય. આપણને જે ફરજ બજાવવાની છે તે શરીર, મન અને રવાનને એક સરખી રીતે તાલીમ આપી બજાવવાની છે. એકને ભોગે બીજાંને આગલ વધારવું એ એક યા બીજે રૂપે દુઃખને વધારવા જેવુંજ છે: જેમ આપણે હાલ કરીએ છીએ. ત્યારે જે દુઃખમાંથી આપણ છુટવા માંગતાં હોઇએ તેમાં પાછાં જઇ પડાય છે: કારણ કે તે કામથી ગોયા આપણ કુદરતના કાયદાની સામે થતાં હોઇએ એમ લાગે છે અને તેની સજા તરીકે દુઃખ પાછું આવી ભેટે છે.

ત્યારે એવાં દુઃખોમાંથી બચવાનો, તેમજ આપઘાત અટકાવવાનો, સઘલો આધાર મન ઉપર આવી પડે છે. તેમાં પડતી છાપો ખાકી જગતને લગતી હોય, તો ખાકી છાપોથી ગદલું થવાને લીધે, તે નબલું થાય છે; અને તે સાથે તૃષ્ણા અને ઇચ્છાઓ વધવાથી, તેઓને તૃપ્ત કરવાનાં સાધનો પુરતાં હોતાં નથી તો, માણસ પોતાને દુઃખી સમજે છે; અને મન વધારે ને વધારે નબલું થવાથી તે પોતાને હાથેજ પોતાનો અંત લાવવાને તત્પર થાય છે. પણ જો મનને હરદમ તપાસતાં રહીએ—એટલે તેમાં પડતી છાપો (વીચારો) શુધ્ધ, મીનોઇ અને પ્રકાશીત હોય—તો તે વધારે જોરાવર બનતું જાય છે. વધારે જોરાવર બનતું જાય છે: એટલે તે વધારે ઉંચી જાતનું મીનોઇ જ્ઞાન સંપાદન કરવાને લાયક થાય છે; અને ખરાં સુખ—અમ્મર સુખ—વિષે જુદોજ વિચાર ધરાવવાને લીધે, એવું મન ધરાવનાર આ જ્ઞાની સુખ અને દુઃખની કશી દરકાર પણ કરતો નથી—ગમે તેવાં સુખ કે દુઃખમાં આપઘાત કરવાનો તેને કદી ખયાલ પણ આવતો નથી, અને તે હમેશાં સંતોષમાંજ રહે છે!

વધારો.

# All about Ghosts.

*Then gives her grieved ghost thus to lament & mourn.—Spenser.*

## GHOSTS IN COUPLES.

Out-of-door ghosts are frequently to be found in couples or even in greater numbers. Here is a story from Mr. Kendall's Diary, in which two apparitions were seen at the same time:—

Mr. S. related a strange case in the experience of a New Connexion minister, particulars of which he was sure he could obtain in writing from the percipient. The Rev. Mr. O., well known to him, now travelling at B., was formerly stationed at Ripon. There was a chapel belonging to the Connexion at Kirby Malzerd. Mr. O. had to preach there one evening and stay at a house outside the village, the way to which was through several fields. A widow and her daughter lived at the house; they were at the meeting, and he walked home with them. They informed him that in a field which they had to cross the apparitions of two men were to be seen, and that there were ghostly disturbances at the house. As they were going

across this field there were the two men. They went before them; there was something about them different from ordinary men. They preceded them up to the house, and then vanished. There was a story of two men having been killed told to account for the apparitions.

---

## SOME HISTORICAL GHOSTS.

James IV., of Scotland, after vespers in the chapel at Linlithgow was warned by an apparition against his intended expedition into England. He, however, proceeded, and was warned again at Jedburgh, but, persisting, fell at Flodden Field.

Queen Elizabeth is said to have been warned of her death by the apparition of her own double. (So, too, Sir Robert Napier and Lady Diana Rich).

Duke of Buckingham, was exhorted to amendment and warned of approaching assassination by apparition of his father, Sir George Villiers, who was seen by Mr. Towers, surveyor of works at Windsor. All occurred as foretold.

Emperor Trajan, was extricated from Antioch during an earthquake by a spectre which drove him out of a window. (Dio Cassius, lib. lxviii.)

Brutus was visited by a spectre, supposed to be that of Julius Cæsar, who announced that they would meet again at Philippi, where he was defeated in battle, and put an end to his own life.

W. M. Thackeray writes, "It is all very well for you who have probably never seen spirit manifestations, to talk as you do, but had you seen what I have witnessed you would hold a different opinion."

Sir Humphrey Davy, when a young man, suffering from yellow fever on the Gold Coast, was comforted by visions of his guardian angel, who, years after, appeared to him again—incarnate—in the person of his nurse during his last illness.

Cardinal Newman, relates in a letter, Jan. 3rd, 1833, that when in quarantine in Malta, he and his companions heard foot-steps not to be accounted for by human agency.

Lord Mohun, killed in a duel in Chelsea Fields, appeared at the moment of his death, in 1642, to a lady in James's Street, Covent Garden, and also to the sister (and her maid) of Glanvil (author of "Sadducismus Triumphatus").—*Real Ghost Stories.*

---

## GHOST IN HINDOO FUNERAL SONG.

*By Sir Edwin Arnold.*

CALL on Rama! call to Rama!
Oh, my brothers, call on Rama!
For this Dead
Whom we bring.
Call aloud to mighty Rama:
As we bear him, oh, my brothers,
Call together, very loudly,
That the Bhûts*
May be scared:
That his spirit pass in comfort.

* Ghosts.

## DESCRIPTION OF A GHOST.

I have heard (but not believed) the spirits of the dead
May walk again : if such thing be, thy mother
Appear'd to me last night ; for ne'er was dream
So like a waking. To me comes a creature,
Sometimes her head on one side, some another ;
I never saw a vessel of like sorrow,
So fill'd, and so becoming ; in pure white robes,
Like very sanctity, she did approach
My cabin where I lay : thrice bow'd before me ;
And, gasping to beg I in some speech, her eyes
Became two spouts : the fury spent, anon
Did this break from her : *Good Antigonus,*
*Since fate, against thy better disposition,*
*Hath made thy person for the thrower-out*
*Of my poor babe, according to thine oath,—*
*Places remote enough are in Bohemia,*
*There weep, and leave it crying ; and, for the babe*
*Is counted lost for ever, Perdita,*
*I pr'ythee call't ; for this ungentle business,*
*Put on thee by my lord, thou ne'er shalt see*
*Thy wife Paulina more :* and so, with shrieks,
She melted into air. Affrighted much,
I did in time collect myself ; and thought
This was so, and no slumber. Dreams are toys :
Yet for this once, yea superstitiously,
I will be squared by this.

SHAKSPEARE.

---

## A PAGE FROM *ISIS UNVEILED.**

Every organized thing in this world, visible as well as invisible, has an element appropriate to itself. The fish lives and breathes in the water ; the plant consumes carbonic acid, which for animals and men produces death : some beings are fitted for rarefied strata of air, others exist only in the densest. Life, to some, is dependent on sunlight, to others, upon darkness ; and so the wire economy of nature

---

* *Isis Unveiled:* by Madame H. P. Blavatsky ; Vol. I.

adapts to each existing condition some living form. These analogies warrant the conclusion that, not only is there no unoccupied portion of universal nature, but also that for each thing that has life, special conditions are furnished, and, being furnished, they are necessary. Now, assuming that there is an invisible side to the universe, the fixed habit of nature warrants the conclusion that this half is occupied, like the other half; and that each group of its occupants is supplied with the indispensable conditions of existence. It is as illogical to imagine that identical conditions are furnished to all, as it would be to maintain such a theory respecting the inhabitants of the domain of visible nature. That there are spirits implies that there is a diversity of spirits; for men differ, and human spirits are but disembodied men.

To say that all spirits are alike, or fitted to the same atmosphere, or possessed of like powers, or governed by the same attractions—electric, magnetic, odic, astral, it matters not which—is as absurd as though one should say that all planets have the same nature, or that all animals are amphibious, or all men can be nourished on the same food. It accords with reason to suppose that the grossest natures among the spirits will sink to the lowest depths of the spiritual atmosphere—in other words, be found nearest to the earth. Inversely, the purest would be farthest away. In what, were we to coin a word, we should call the *Psychomatics* of Occultism, it is as unwarrantable to assume that either of these grades of spirits can occupy the place, or subsist in the conditions, of the other, as in hydraulics it would be to expect that two liquids of different densities could exchange their markings on the scale of Beaume's hydrometer.

Görres describing a conversation he had with some Hindus of the Malabar coast, reports that upon asking them whether they had ghosts among them, they replied, "Yes, but we know them to be *bad spirits* . . . good ones can hardly ever appear at all. They are principally the spirits of *suicides* and *murderers*, or of those who die violent deaths. They constantly flutter about and appear as phantoms. Night-time is favorable to them, they seduce the feeble-minded and tempt others in a thousand different ways." *

Porphyry presents to us some hideous facts whose verity is substantiated in the experience of every student of magic. "The *soul*," † says he, having even after death a certain affection for its body, an affinity proportioned to the violence with which their union was broken, we see many spirits hovering in despair about their earthly remains; we even see them eagerly seeking the putrid remains of other bodies, but above all freshly-spilled blood, which seems to impart to them for the moment some of the faculties of life."‡

Let spiritualists who doubt the theurgist, try the effect of about half a pound of freshly-drawn human blood at their next materializing seance !

## ADDISON ON GHOSTS.

If we believe, as many wise and good Men have done, that there are such Phantoms and Apparitions as those I have been speaking of, let us endeavour to establish to ourselves an Interest in him who holds the Reins of the whole Creation in

* Görres : "Mystique," lib. iii., p. 63.

† The ancients called "the sole" the spirits of bad people ; the soul was the *larva* and *lemure*. Good human spirits became gods.

‡ Porphyry : "De Sacrificiis." Capter on the true Cultus.

his hand, and moderates them after such a Manner, that it is impossible for one Being to break loose upon another without his Knowledge and Permission.

For my own Part, I am apt to join in Opinion with those who believe that all the Regions of Nature swarm with Spirits; and that we have Multitudes of Spectators on all our Actions, when we think our selves most alone: But instead of terrifying my self with such a Notion, I am wonderfully pleased to think that I am always engaged with such an innumerable Society in searching out the Wonders of the Creation, and joining in the same Consort of Praise and Adoration.

## MILTON ON GHOSTS.

Milton* has finely described this mixed Communion of men and Spirits in Paradise; and had doubtless his Eye upon a Verse in old *Hesiod*,† which is almost Word for Word the same with his third Line in the following Passage.

*——Nor think, though Men were none,*
*That Heav'n would want Spectators, God want praise:*
*Millions of spiritual Creatures walk the Earth*
*Unseen, both when we wake and when we sleep;*
*All these with ceaseless Praise his Works be-hold*
*Both Day and Night. How often from the Steep*

* Paradise Lost, Book IV., lines 675—688

† In Book I. of the 'Works and Days,' description of the Golden Age, when the good after death

*Yet still held state on earth, and guardians were*
*Of all best mortals still surviving there*
*Observ'd works just and unjust, clad in air,*
*And gliding undiscovered everywhere.*

*Chapman's* Translation.

*Of echoing Hill or Thicket, have we heard*
*Celestial Voices to the midnight Air,*
*Sole, or responsive each to others Note,*
*Singing their great Creator: Oft in bands,*
*While they keep Watch, or nightly Rounding walk,*
*With heav'nly Touch of instrumental Sounds,*
*In full harmonick Number join'd, their Songs*
*Divide the Night, and lift our Thoughts to Heav'n.*

---

## A SUICIDE'S GHOST BY THE WAYSIDE.

My concluding story is at least fifty years old. It is sent me by the son of a Cornish poet, who certainly does not allow his tale to suffer in the telling:—

In a certain town in the West of England dwelt Mr. V——, whom I will call William Foster, a young man of ability, acknowledged to be one of the best local preachers in his native country.

One day he received an invitation to preach in a village chapel, being warmly urged to undertake its anniversary services. Readily he acceded to the request, and promised to be present on the date specified, on condition that a horse should be placed at his disposal in the evening to convey him a part of the way home. The loan of a horse being arranged for, Foster prepared to fulfil his promise.

About a week before the Sunday arrived on which he was to go to P——he had a remarkable dream. In his dream he saw himself riding along a moonlit road on a bay horse. Suddenly, without any warning, his horse stopped, and barely saved himself from falling over the animal's neck. Struggling, he awoke, and found himself in a profuse perspiration. In his imaginary fall over the horse's head he had acted so vigorously that his good wife was

awakened from a sound sleep, and wonderingly asked whether he had lost his reason. The dream was repeated. This time he clung to the horse's mane, and awoke, as before, in a state of mental disquietude. Again sleeping, he was for the third time visited by the same dream. This time he fell from the horse over his neck on the road. So vividly was the whole circumstance brought thus before his mind and so exactly did the details correspond, that it was sometime before he could be convinced he had really been dreaming. He thought it very singular. On narrating the dream to his wife, she persuaded him not to go on horseback anywhere again on any account; he would certainly be killed, the dream was a warning. But little did Foster heed his better-half's speculations, and by the time the appointed Sabbath came round he had forgotten his dream altogether. He went and preached, and set off home

Nothing remarkable occurred for the first half-hour. The moon was shinning brightly. By and by the route went straight through a cutting where the hedges were little higher than ordinary. On arriving at this point he noticed that the horse changed his easy trot into a walking pace, and seemed somewhat uneasy. However, the cutting was passed, and again they were on the moonlit road, which he could see stretching away in front over the undulating hill. Cantering along they had not proceeded far before the animal dropped into a walk again. Encouragement and caresses were vain, walk he would. Suddenly the horse came to a dead halt in the middle of the road. The suddenness of stopping nearly unseated the rider, but he urged the animal forward. The horse was induced to walk on again, although apparently very uneasy.

They had not gone many yards before the horse stopped again so suddenly that he had to clutch the animal's mane to prevent being thrown headlong upon the highway. What was the meaning of such strange behavier? Then there flashed through his mind the circumstances of his dream. Yes, there were all the accompaniments of his picture—the bay horse, the moonlit road, the sudden stoppages. Surely it was a warning. Twice had the creature halted, and he recollected his dream made him the third time fall head foremost on the road. He got off, and, throwing the bridle over his arm, coaxed the horse to move onward. He noticed that the animal was covered with perspiration, as if after a hard gallop, and that he was trembling violently. Repeatedly, too, he glanced searchingly at the hedges. What could be the matter?

The strange conduct of the horse became yet stranger. More suddenly than before the animal came to a dead halt. The animal was in deep distress. His nostrils were distended; sweat covered his limbs; his eyes were bent in one direction, with every symptom of terror. Not seeing anything remarkable at first in the direction in which the horse was gazing, Foster tried to urge him onward: in vain! Passing round to the other side of the animal's head, Foster was induced to look more closely towards that portion of the somewhat low hedge which the horse so intently regarded.

There in the moonlight, hanging, bending limp and apparently lifeless over the hedge, was the body of a tall man. With arms outstretched, the figure seemed touching the ground with its fingers, the legs being on the other side of the hedge. What was his horror to see the body move! Slowly, mechanically, the long arms were outstretched, up-

lifted; the body swayed, up, up; and there in the bright moonlight was the man's face. How ghastly it looked! The glassy eyes were staring at the young man, whose blood seemed chilling in his veins. Motionless, upright as an elm, with outstretched arms, stood the gaunt spectre. Its throat was cut.

There stood the group. The horse terrified; the young man speechless, terror-striken; and the hideous something seemingly regarding them with his stony gaze, while blood appeared to flow from its lacerated throat. How long he remained Foster could not afterwards tell; but after an interval that seemed an age, the horrible vision began, as slowly and mechanically as before, to bend its erect body forward, until it resumed its former position, hanging over the hedge.

With a mighty effort the young man induced the horse to move on once more, but, on looking back, he was startled again to see the erect figure of the nocturnal spectre—uplifted arms, ghastly features, and blood-red throat. Just as slowly as before, the tall body bent forward; the arms dropped down, down, until some intervening bushes shut out the horrible apparition from view.

The horse seeming more composed, Foster mounted and urged him on rapidly. In the due time R——was reached, and here he found a lad awaiting him to take the horse back to his owner. No such vision was seen by the boy, nor was anything noteworthy remarked in the conduct of the horse during the return journey.

Foster reached home near midnight. Afterwards he learnt that a man had been murdered on the very spot where he had seen the tall figure.

W. T. STEAD'S *Real Ghost Stories.*

મુંબઇ: કાલબાદેવી, રીપન પ્રેસમાં નામો નોધાવવાં.

## ગુલ અફશાન.

ખીચોખીચ છપાતાં આ ઇંગ્રેજી-ગુજરાતી માસીક ૪૦ પાનાનાં ચોપાન્યાંમાં અતિ રસીક ચાલુ વાર્તા, નવી નવી શોધોને લગતા ફકરાઓ, કવિતાઓ, અને વિદ્યા, હુન્નર, તવારીખ તેમજ વખતને અનુસરતી લોકોપયોગી બાબતોનો સમાવેશ કર્યા ઉપરાંત દર માસે ખાસ લખાવેલી ઓછામાં ઓછી એક સંપુર્ણ વાર્તા આપવામાં આવે છે. "ગુલ અફશાન" દારૂ નીશેધ, કીઓસોફી, ગોરક્ષા, અન-ફળ-શાક, વગેરેની હીમાયત કરનારૂં છે. વલી દર મહીને બાનુઓને બરની બાબદો જેવી કે રાંધવું ભરવું, ગુંઠવું (બનતાં લગી ચીત્રો સાથે) વગેરે આવે છે. એનું વરસ અકટોબરથી શરૂ થાય છે.

☞ ગુલ અફશાન એકલું જ ઇંગ્રેજી-ગુજરાતી ચોપાન્યું છે, કે જેમાં યુનીવરસીટીની કેળવણી પામેલા લખનારાઓ લખાણ કરે છે.

☞ કીંમત: વરસ ૧ નો ફક્ત રૂપ્યો એક. પોસટેજ; હીન્દુસ્થાનમાં, એડનમાં, બરમામાં, તથા સીલોનમાં આઠ આના વધુ.

---

## વાર્તા–માળા.

વાર્તાના શોખીનોને પસંદ થઇ પડેલું આ માસીક ચોપાન્યું "ગુલ અફશાન" સાથે દર મહીને ૧૬ પાનાંમાં બાહેર પડે છે. એમાં ફક્ત રસીલી અને રમુજ સાથે જ્ઞાન મળે એવી ચુંટી કહાડેલી વાર્તાઓ આવે છે.

☞ કીંમત; વરસ ૧ નો ફક્ત રૂપ્યો એક. પોસ્ટેજ કાંઇ નહી. "ગુલ અફશાન"ના કોઇબી ઉમદાના ગ્રાહકોએ ફક્ત આના આઠ મોકલવા.

lifted; the body swayed, up, up; and there in the bright moonlight was the man's face. How ghastly it looked! The glassy eyes were staring at the young man, whose blood seemed chilling in his veins. Motionless, upright as an elm, with outstretched arms, stood the gaunt spectre. Its throat was cut.

There stood the group. The horse terrified; the young man speechless, terror-striken; and the hideous something seemingly regarding them with his stony gaze, while blood appeared to flow from its lacerated throat. How long he remained Foster could not afterwards tell; but after an interval that seemed an age, the horrible vision began, as slowly and mechanically as before, to bend its erect body forward, until it resumed its former position, hanging over the hedge.

With a mighty effort the young man induced the horse to move on once more, but, on looking back, he was startled again to see the erect figure of the nocturnal spectre—uplifted arms, ghastly features, and blood-red throat. Just as slowly as before, the tall body bent forward; the arms dropped down, down, until some intervening bushes shut out the horrible apparition from view.

The horse seeming more composed, Foster mounted and urged him on rapidly. In the due time R——was reached, and here he found a lad awaiting him to take the horse back to his owner. No such vision was seen by the boy, nor was anything noteworthy remarked in the conduct of the horse during the return journey.

Foster reached home near midnight. Afterwards, he learnt that a man had been murdered on the very spot where he had seen the tall figure.

W. T. STEAD'S *Real Ghost Stories.*

મુંબઇ: કાલબાદેવી, રીપન પ્રેસમાં નામો નોધાવવાં.

# ગુલ અફશાન.

ખોચોખીચ છપાતાં આ ઇંગ્રેજી-ગુજરાતી માસીક ૪૦ પાનાનાં ચોપાન્યાંમાં અતિ રસીક ચાલુ વાર્તા, નવી નવી શોધોને લગતા ફકરાઓ, કવિતાઓ, અને વિદ્યા, હુન્નર, તવારીખ તેમજ વખતને અનુસરતી લોકોપયોગી બાબતોનો સમાવેશ કર્યા ઉપરાંત દર માસે ખાસ લખાવેલી ઓછામાં ઓછી એક સંપુર્ણ વાર્તા આપવામાં આવે છે. "ગુલ અફશાન" દારૂ નીશેધ, થીઓસોફી, ગૌરક્ષા, અન-ફળ-શાક, વગેરેની હીમાયત કરનારૂં છે. વળી દર મહીને બાનુઓને ખરની બાબદો જેવી કે રાંધવું, ભરવું, ગુંઠવું. (બનતાં લગી ચીત્રો સાથે) વગેરે આવે છે. એનું વરસ અકટોબરથી શરૂ થાય છે.

**ગુલ અફશાન** એકલુંજ ઇંગ્રેજી-ગુજરાતી ચોપાન્યું છે, કે જેમાં યુનીવરસીટીની કેળવણી પામેલા લખનારાઓ લખાણ કરે છે.

કીમત: વરસ ૧ નો ફક્ત રૂપૈયો એક. પોસટેજ; હીન્દુસ્થાનમાં, એડનમાં, બરમામાં, તથા સીલોનમાં આઠ આના વધુ.

---

# વાર્તા-માળા.

વાર્તાના શોખીનોને પસંદ થઇ પડેલું આ માસીક ચોપાન્યું "ગુલ અફરાન" સાથે દર મહીને ૧૬ પાનાંમાં બાહેર પડે છે. એમાં ફક્ત રસીલી અને રમુજ સાથે ગ્નાન મળે એવી ચૂંટી કહાડેલી વાર્તાઓ આવે છે.

કીંમત; વરસ ૧ નો ફક્ત રૂપૈયો એક. પોસ્ટેજ કાંઇ નહી. "ગુલ અફશાન"ના કોઇબી ઠેકાણેના ગ્રાહકોએ ફક્ત આના આઠ મોકલવા.

મુંબઇ: રીપન પ્રીંટીંગ પ્રેસ, કાલબાદેવી.